श्री वितरागायनमः

श्रीमद् रत्नाकरसूरि विरचित.

# श्री रत्नाकर पच्चीशी.

पद्यात्मक रहस्य तथा भाषांतर सहित तथा श्री वीर-
विजयजी कृत स्नात्रपूजा अने उपधान
माळाना स्तवन तथा तपना फल साथे.

परम पूज्य श्रीमद् मुनिमाहाराज श्री सिद्धि विजयजी-
ना शिष्य मुनि कल्याण विजयजीना सदुपदेशथी
उदार सद्गृहस्थोनी साहायवडे योजक मास्तर
उमेदचंद रायचंद, मु. अमदावाद.

प्रसिद्धकर्त्ता.

श्री नरोडा कल्याण जैन पाठशाळा
तरफथी मास्तर उमेदचंद रायचंद.
ठे. पांजरापोळ. मु. अमदावाद.

कीं. ०—०—६

॥ શ્રી વીતરાગાય નમઃ ॥

શ્રીમદ્ રત્નાકર સૂરિ વિરચિત.

# श्री रत्नाकर पच्चीशी.

પદ્માત્મક રહસ્ય તથા ભાષાંતર સહિત.
તથા શ્રી વીરવિજયજીકૃત સ્નાત્ર પૂજા અને ઉપધ્યાન
માળાના સ્તવન સાથે

રહસ્ય કર્તા,
માસ્તર શામજી હેમચંદ દેશાઈ, બોટાદવાળા.
શ્રી વૃ. જૈન વિદ્યાશાળાના મુખ્ય અધ્યાપક.

પરમપૂજ્ય મુનિ મહારાજશ્રી સિદ્ધિવિજયજી મહા-
રાજના શિષ્ય રત્ન મુનિ કલ્યાણ વિજયજીના સદુપદેશથી
છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી નરોડા કલ્યાણ જૈન પાઠશાળા તરફથી
માસ્તર ઉમેદચંદ રાયચંદ.
મુ. અમદાવાદ ઠા૦ પાંજરા પોળ.

સં. ૧૯૭૭. નકલ ૨૦૦૦. ઇ. સ. ૧૯૨૦.
આવૃત્તિ ત્રીજી.
શ્રી 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે
છાપ્યું. ઠે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.
કિંમત ૦-૨-૬

આ અતિ ઉત્તમ નાનકડું પુસ્તક પણ સર્વને ઉપયોગી હોવાથી અમદાવાદમાં લવારનીપોળમાં બીરાજતા પરમ ઉપકારી મુનિ મહારાજશ્રી સિદ્ધિવિજયજીના શિષ્ય મુનિમહારાજશ્રી કલ્યાણ વિજયજીનાં સદુપદેશથી તેજ શાળાના ઉપયોગ માટે ઉદાર ગૃહસ્થોની સાહાયવડે આ પુસ્તકની ૧૦૦૦) કોપી ૧૯૭૫ ની સાલમાં છપાવી પ્રસિદ્ધ કરવામાં આવી હતી તે ખપી જવાથી અને તેની ઘણા તરફથી માંગણી થવાથી આ બીજી આવૃત્તિ કાડવાની જરૂર પડી છે આ વખતે દ્રવ્યની સાહાય નહી મલવાથી તેની યોગ્ય કીંમત રાખવામાં આવી છે. પ્રથમાવૃત્તિ તેમજ આ બીજી આવૃત્તિ છપાવવા તથા તેના ફોરમ વિગેરે તપાસવા આદિ સંપૂર્ણ તૈયાર કરી આપનાર શેઠ મનસુખભાઇ ભગુભાઇની જૈન સ્કુલનાં ધર્મ શિક્ષક માસ્તર ઉમેદચંદ રાયચંદનો આભાર માની હું વીરમું છું.

લી. પ્રસિદ્ધ કર્તા.

| સંવત ૧૯૭૬. <br> માહા શુદ ૫ ને સોમવાર. | અમદાવાદ. <br> ઠો. લવારની પોળના ઉપાશ્રયમાં |
|---|---|

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

બીજી આવૃત્તિ ટુંક મુદતમાં ખપી જવાથી આ ત્રીજી આવૃત્તિ કઢાવવા ઉપરોક્ત મુની મહારાજની ઘણી પ્રેરણા થવાથી આ ત્રીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે.

| સંવત ૧૯૭૭ <br> કારતક સુદ ૫ <br> સોમવાર | લી૦ પ્રસિદ્ધ કર્તા <br> માસ્તર ઉમેદચંદ રાયચંદ <br> મુ. અમદાવાદ ઠે. પાંજરા પોળ. |
|---|---|

## ॥ અથ શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન ॥ ૭॥

વિમલ કેવલ જ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકરં. સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જિનેશ્વરં. ॥૧॥ વિમલ ગિરિવર શ્રૃંગ મંડણ, પ્રવર ગુણગણ ભૂધરં; સુર અસુર કિન્નર કોડી સેવિત. નમો૦ ॥૨॥ કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહરં. નિર્જરાવલિ નમે અહોનિશ. નમો૦ ॥૩॥ પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધિ, કોડિપણ મુનિ મનહરં; શ્રી વિમલ ગિરિવર શ્રૃંગ સિદ્ધા. નમો૦ ॥૪॥ નિજ સાધ્ય સાધન સુર મુનિવર- કોડિનંતએ ગિરિવરં; મુક્તિ રમણી વર્યા રંગે. નમો૦ ॥૫॥ પાતાલ નર સુરલોકમાંહી, વિમલ ગિરિવરતો પરં; નહિં અધીક તીરથ તીર્થપતિ કહે. નમો૦ ॥૬॥ એમ વિમલ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇયે; નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમ જ્યોતિનીપાઇયે. નમો૦ ॥૭॥ જિતમોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદસ્થિતજયકરં; ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં. ॥૮॥

---

## ॥ અથ શ્રી શત્રુંજય ચૈત્યવંદન ॥ ૮ ॥

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે; ભાવધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ॥ ૧ ॥ અનંત સિદ્ધનો એહ ઠામ, સકલ તીર્થનો રાય; પૂર્વ નવાણું ઋષભદેવ, જ્યાં ઠવિયા પ્રભુ પાય. ॥ ૨ ॥ સૂરજ કુંડ સુહામણો, કવિડજક્ષ અભિરામ; નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ॥ ૩ ॥

---

# શ્રી સીદ્ધાચળની તલાટીનું સ્તવન.

શ્રી સીદ્ધાચળ ભેટીએરે મીતા રૂડું પાલીતાણું સાર;
ગીરી દેખી લોચન ઠરે રે મીતા, પામે ભવનો પારરે.
રંગીલા મીતા એ ગીરી સેવોને. એ ગીરી સેવો રંગશું રે મીતા
એ ગીરી શેવોને. ૧

રૂડી ટલાટી શોભતીરે મીતા, મુકતાફળ શું વધાય;
અનંત તિર્થંકર આવીઆરે મીતા, સમોસર્યા જીનરાયરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૨

ચોઘડીયાં તીહાં વાજતારે મીતા, શરણાઇનો સ્વર સાર;
છડીદાર અતી શોભતારે મીતા, ઢાળે ચમર નરનારરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૩

દરિશણથી દુઃખ દુર ગયારે મીતા, ઉપજ્યો આનંદપુર;
પંચામૃત કળસા ભરીરે મીતા, કરો અભિષેક ભરપુરરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૪

ચંદન કેસર મૃગ મદેરે મીતા, પુજા કરીએ શુભ ભાવ;
દવીએ ફળ નૈવેદનેરે મીતા, પુષ્પસુગંધી ચડાવરે;
રંગીલા મીતા. એ ગીરી શેવોને. ૫

પ્રગટ પુરણ પુણ્યથીરે મીતા, ભેટયા શ્રી ભગવાન;
પુજા નવાણું ભણાવીએરે મીતા દીજે સુપાત્રે દાનરે;
રંગીલા મીતા, એ ગીરી શેવોને. ૬

સંવત ઓગણીસેને સાઠમારે મીતા, રૂડો કાર્તિક માસ;
પુર્ણીમાએ પ્રભાતમાંરે મીતા, દીઠા પુરણ આશરે,
રંગીલા મીતા, એ ગીરી સેવોને. ૭

ચૈત્યવંદન ચોખે ચીતેરે મીતા, કરતાં જીણ ગુણ ગ્યાન;
સિદ્ધિ સદા સુખ પામવારે મીતા, કલ્યાણ કરો શુભ ધ્યાનરે.
રંગીલા મીતા, એ ગીરી સેવોને. ૮

# શ્રી રત્નાકર પચ્ચીશી.

## રહસ્ય અને ભાષાંતર યુક્ત.

( ૧ )

### મંગળાચરણ ઉપજાતિ.

श्रेयः श्रियां मंगलकेलिसद्म,
नरेंद्रदेवेंद्रनतांघ्रिपद्म ।
सर्वज्ञ सर्वातिशयप्रधान,
चिरं जय ज्ञानकलानिधान ॥ १ ॥

### હરિગીત.

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા.

**અર્થ**:-મોક્ષરૂપી લક્ષ્મીના મંગળમય આનંદનાં ગૃહ, નરના ઇંદ્ર-રાજાઓએ તથા દેવતાઓના ઇંદ્રોએ નમન કર્યું છે જેના ચરણકમળમાં એવા, સર્વ અતિશયે કરીને મુખ્ય અને જ્ઞાનરૂપી કળાના ભંડાર એવા હે સર્વજ્ઞ પ્રભુ! આપ ચિરકાળ જયવંતા વર્તો.

( ૨ )

## અભિધેય સૂચન.

जगत्त्रयाधार कृपावतार,
दुर्वारसंसारविकारवैद्य ।
श्री वीतराग त्वयि मुग्धभावा-
द्विज्ञ प्रभो विज्ञपयामि किंचित् ॥ २ ॥

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા,
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં.

અર્થ:—ત્રણ જગતના આધાર, કૃપાના અવતાર, અત્યંત દુઃખથી છુટે તેવાં સંસારનાં વિકારોને મટાડવામાં વૈદ્ય સમાન, વીતરાગ, બધું જાણવાવાળા એવા હે પ્રભુ! હું તમારી પાસે બહુજ મુગ્ધભાવથી-ભોળપણથી કાંઇક વિનંતિ કરૂં છું.

( ૩ )

## બાળક જેવા નિખાલસપણાથી વિનંતિ કરવાનો નિર્ણય.

किं बाललीलाकलितो न बालः,
पित्रोः पुरो जल्पति निर्विकल्पः ।
तथा यथार्थं कथयामि नाथ,
निजाशयं सानुशयस्तवाग्रे ॥ ३ ॥

શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળાભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી.

અર્થ:-બાળક્રિડામાં આનંદ પામનાર બાળક પોતાના માબાપ પાસે કોઇ પણ જાતની શંકા રાખ્યા સિવાય ( જે મનમાં આવે તે ) શું નથી બોલતો ? તેવીજ રીતે હે નાથ ! મારો આશય-મારૂં નિવેદન પશ્ચાત્તાપપૂર્વક હું આપની પાસે યથાર્થ રીતે કહીશ.

( ४ )

## દાન, શિયલ, તપ અને ભાવના વિનાનું વ્યર્થ ભવભ્રમણ.

दत्तं न दानं परिशीलितं च,
न शालि शीलं न तपोऽभितप्तं ।
शुभो न भावोऽप्यभवद्भवेऽस्मिन,
विभो मया भ्रांतमहो मुधैव ॥४॥

મેં દાન તો દીધું નહિ અને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું!

અર્થ:—હે પ્રભુ! નથી મેં આ ભવમાં દાન દીધું કે નથી મેં શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું. નથી કર્યો મેં તપ, તેમ નથી અંતરમાં ભાવ્યો સારો ભાવ. અરેરે! મારો આ ભવનો ફેરો નકામોજ થયો.

( ૫ )

## કષાયના બંધનથી પ્રભુને ભજવાની અશક્તિ.

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो,
दुष्टेन लोभाख्यमहोरगेण ।
ग्रस्तोऽभिमानाजगरेण माया-
जालेन बद्धोऽस्मि कथं भजे त्वाम् ॥५॥

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડશ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.

અર્થઃ-ક્રોધરૂપ અગ્નિએ મને બાળ્યો; દુષ્ટ લોભરૂપ મોટા સર્પે મને ડંશ દીધો; અભિમાનરૂપ અજગર મને ગળી ગયો; અને માયારૂપી જાળમાં હું બંધાયો; હે પ્રભો ! હું તમને શી રીતે ભજું ?

( ૬ )

## સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા.

कृतं मयाऽमुत्र हितं न चेह,
लोकेऽपि लोकेश सुखं न मेऽभूत् !
अस्मादृशां केवलमेव जन्म,
जिनेश जज्ञे भवपूरणाय ॥ ६ ॥

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.

અર્થઃ–હે ત્રણ જગતના નાથ ! આ ભવમાં અથવા પરભવમાં મેં કોઇનું પણ હિત કરેલ ન હોવાથી લેશમાત્ર પણ સુખ મને મળ્યું નથી; હે પ્રભુ ! અમારા જેવાનો અવતાર તો જાણે ભવ પૂરો કરવા માટેજ થયો હોય તેમ લાગે છે.

( ૭ )

## મનની પાષાણુથી પણ વિશેષ કઠોરતા.

मन्ये मनो यन्न मनोज्ञवृत्तं,
त्वदास्यपीयूषमयूखलाभात् ।
द्रुतं महानंदरसं कठोर–
मस्मादृशां देव तदश्मतोऽपि ॥ ७ ॥

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણ પ્રભુ;
ભિંજાય નહિ મુજ મન અરેરે! શું કરૂં હું તો વિભુ,
પત્થરથકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે,
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે.

અર્થ:–આનંદદાયક વર્તનવાળા હે પ્રભુ! તમારા મુખરૂપી ચંદ્રના દર્શનનો લાભ થવા છતાં પણ આનંદરૂપી રસ મારા મનમાંથી ઝર્યો નહિ, તેથી હું ધારૂં છું કે મારૂં મન પાષાણુથી પણ વધારે કઠોર છે.

( ૮ )

## દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદવડે ગુમાવવું.

त्वत्तः सुदुष्प्राप्यमिदं मयाप्तं,
रत्नत्रयं भूरि भवभ्रमेण ।
प्रमादनिद्रावशतो गतं तत्,
कस्याग्रतो नायक पूत्करोमि ॥ ८ ॥

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્ન તો દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં
કોની કને કિરતાર આ પોકાર હું જઇને કરૂં ?

**અર્થ**:—હે પ્રભુ ! દુઃખથી પ્રાપ્ત કરી શકાય તેવાં ( જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી ) ત્રણ રત્નો બહુ ભવો કર્યા પછી આપની પાસેથી મેળવ્યાં, પરંતુ તે પણ પ્રમાદ અને નિદ્રાના વશવર્ત્તીપણામાં હું ગુમાવી બેઠો; હવે હું કોની પાસે જઇને પોકાર કરૂં ?

( ૯ )

## વૈરાગ્ય, ધર્મ, વિદ્યાદિનો દુરૂપયોગ.

वैराग्यरंगः परवंचनाय,
धर्मोपदेशो जनरंजनाय ।
वादाय विद्याऽध्ययनं च मेऽभुत्,
कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥ ९ ॥

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યાં,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું,
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું.

અર્થઃ—હે પ્રભુ! મેં વૈરાગ્યનો દેખાવ કર્યો તે પણ બીજાને ઠગવા માટે, ધર્મનો ઉપદેશ કર્યો તે માત્ર લોકોને ખુશી કરવા માટે, વિદ્યા ભણ્યો તે પણ માત્ર વાદ કરવા માટે; આપને મારી હસવા જેવી કેટલીક વાતો કહું?

## મુખ, ચક્ષુ તથા મનનો દુરૂપયોગ.

परापवादेन मुखं सदोषं,
नेत्रं परस्त्रीजनवीक्षणेन ।
चेतः परापायविचिंतनेन,
कृतं भविष्यामि कथं विमोऽहं ॥ १० ॥

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઈને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચુકયો ઘણું.

અર્થ:—અન્યનું વાંકું બોલીને મેં મારા મુખને, પારકી સ્ત્રીઓ જોઇને મારી આંખોને, પારકાનું અશુભ ચિંતવીને મારા ચિત્તને મેં દોષિત કર્યું. હે પ્રભુ ! હવે મારૂં શું થશે ?

## ( ૧૧ )

### કામાંધ થઇ આત્માને ઉપજાવેલી પીડા.

विडंबितं यत्स्मरघस्मरार्त्ति,
दशावशात्स्वं विषयांधलेन ।
प्रकाशितं तद्भवतो ह्रियैव,
सर्वज्ञ सर्वं स्वयमेव वेत्सि ॥ ११ ॥

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી;
એ વિષયમાંબની અંધ હું વિડંબનાપામ્યોઘણી,
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને;
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને.

અર્થ—કામથી આંધળા બનેલા મેં કામદેવરૂપી રાક્ષસથી મારી જાતને બહુ કદર્થના ઉપજાવી, હે સર્વજ્ઞ! શરમ આવે છે, તોપણ તે બધું હું આપની સન્મુખ પ્રગટ કરૂં છું, જો કે આપ તો તે સર્વ હકીકત જાણો છો.

( ૧૨ )

## મતિભ્રમથી કરેલાં અકાર્યો.

ध्वस्तोऽन्यमंत्रैः परमेष्ठिमंत्रः ।
कुशास्त्रवाक्यैर्निहतागमोक्तिः ।
कर्तुं वृथा कर्म कुदेवसंगा–
दवांछि हि नाथ मतिभ्रमा मे ॥ १२ ॥

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે હણી આગમોની વાણીને,
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમણુથી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા.

અર્થ:–(ઐહિક સુખ દેનાર) અન્ય મંત્રોવડે પરમેષ્ટિ મંત્ર ( નવકાર મંત્ર ) નો મેં નાશ કર્યો–( તજી દીધો ); ખોટાં શાસ્ત્રોનાં પ્રમાણુથી જૈન આગમના વાકયો ઉપર પ્રહાર કર્યો; ખરાબ દેવના સમાગમથી નકામાં (આત્માને હાનિકારક) કર્મો કરવાની મને ઇચ્છા થઇ; હે નાથ ! આ તે મારી કઇ જાતની માનસિક ભ્રમણા ! ! !

## આપને મૂકીને મેં કરેલી સ્ત્રીઓનાં વિલાસની ભજના.

विमुच्य दृग्लक्ष्यगतं भवंतं,
ध्याता मया मूढधिया हृदंतः ॥
कटाक्षवक्षोजगभीरनाभि-
कटीतटीयाः सुदृशां विलासाः ॥ १३ ॥

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓતણા છટકેલ થઈ જોયાં અતિ.

અર્થ.—દૃષ્ટિગોચર થયેલા આપને છોડીને મૂઢબુદ્ધિવાળા મેં અંતરમાં સુંદર આંખોવાળી સ્ત્રીઓનાં કટાક્ષ, સ્તન, નાભી તથા કટીતટનુંજ ધ્યાન ધર્યું.

( ૧૪ )

## સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થયેલ રાગની તીવ્રતા.

लोलेक्षणा वक्त्रनिरीक्षणेन,
यो मानसे रागलवो विलग्नः
न शुद्धसिद्धांतपयोधिमध्ये,
धौतोऽप्यगातारक कारणं किम् ॥१४॥

મૃગનયણી સમ નારીતણાં મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મન વિષેજે રંગલાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
ને શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી.

અર્થ:-(સ્ત્રીઓનાં) ચપળ ચક્ષુયુક્ત ચહેરાંને જોવાથી મનની અંદર જે રાગ જરા જરા લાગ્યો છે તે પવિત્ર શાસ્ત્રરૂપી સમુદ્રમાં ધોવા છતાં પણ જતો નથી; તેનું શું કારણ?

## દરિદ્રી છતાં મારૂં અભિમાન.

अंगं न चंगं न गणो गुणानां,
न निर्मलः कोऽपि कलाविलासः ।
स्फुरत्प्रभा न प्रभुता च काऽपि,
तथाऽप्यहंकारकदर्थितोऽहं ॥ १५ ॥

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી;
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં.

અર્થઃ—નથી મારૂં શરીર સુંદર, કે નથી હું ગુણોનો ભંડાર નથી વિકાસ પામેલી મારામાં કોઇ કળા, તેમ નથી ઝળકતું જરા પણ તેજ; વળી મારામાં એવી કાંઇ નથી પ્રભુતા; છતાં અહંકાર મને છોડતો નથી. ( એ દરેકનો હું અહંકાર કર્યા કરૂં છું. )

## મહા મોહથી ગ્રસ્ત થયેલ મારી અપદશા.

आयुर्गलत्याशु न पापबुद्धि-
र्गतं वयो नो विषयाभिलाषः ।
यत्नश्च भैषज्यविधौ न धर्मे,
स्वामिन्महामोहविडंबना मे ॥ १६ ॥

આયુષ્ય ઘટતું જાય તોપણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવ ગણું,
બની મોહમાં મસ્તાન હું પાયા વિનાનાં ઘર ચણું.

**અર્થઃ**—મારૂં આયુષ્ય ઘટતું જાય છે, પરંતુ પાપવૃત્તિ ઘટતી નથી; વય ( જુવાની ) ચાલી જાય છે, પરંતુ વિષયતૃષ્ણા ઘટતી નથી, ઓષધ માટે હું યત્ન કરૂં છું, પણ ધર્મ માટે કાંઇ યત્ન કરતો નથી; હે સ્વામિન્! મહા મોહથી ઘેરાયેલા એવા મારી સ્થિતિ તો જુઓ!!

## આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર.

नाऽत्मा न पुण्यं न भवो न पापं,
मया विटानां कटुगीरपीयम् ।
अधारि कर्णे त्वयि केवलार्के,
परिस्फुटे सत्यपि देव धिङ्मां ॥ १७ ॥

આત્માનથી પરભવનથી વળી પુણ્ય પાપ કશું નથી;
મિથ્યાત્વિની કટુ વાણી મેં ધરી કાણપીધીસ્વાદથી.
રવિ સમ હતા જ્ઞાને કરી પ્રભુઆપશ્રી તો પણ અરે,
દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે,

**અર્થ**:—કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન તમે પ્રકટ હોવા છતાં મારા કાનમાં આવેલ મિથ્યાત્વની ખોટી વાણી જેવી કે ‘ આત્મા નથી, પુણ્ય નથી, પરભવ નથી, પાપ નથી, વિગેરે મેં પ્રેમથી પીધી; તેથી હે દેવ ! મને ધિક્કાર છે.

## મારાથી હારી જવાયેલ મનુષ્યજન્મ.

न देवपूजा न च पात्रपूजा,
न श्राद्धधर्मश्च न साधुधर्मः ।
लब्ध्वापि मानुष्यमिदं समस्तं,
कृतं मयाऽरण्यविलापतुल्यं ॥ १८ ॥

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડયા જેવું થયું,
ધોબી તણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું.

અર્થઃ—મેં ન કરી દેવની પૂજા તેમ મેં ન કરી પાત્રની પૂજા ( સુપાત્ર દાન દેવું તે); ન કરી મેં શ્રાવકધર્મની ઉપાસના, તેમ ન કરી મેં સાધુધર્મનો પ્રતિપાલના; મનુષ્ય જન્મ પામીને તે જંગલમાં કરતા રૂદનની માફક મેં નિષ્ફળ ગુમાવ્યો.

( ૧૯ )

## જૈનધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા.

चक्रे मयाऽसत्स्वपि कामधेनु-
कल्पद्रुचिंतामणिषु स्पृहार्तिः ।
न जैनधर्मे स्फुटशर्मदेऽपि,
जिनेश मे पश्य विमूढभावम् ॥ १९ ॥

હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં
ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઈ;

અર્થ:-કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ જેવી ચીજો આ કાળે નહિ હોવા છતાં મેં તેના ઉપર આસક્તિ કરી-તે મેળવવા પ્રયાસ કર્યો: પરંતુ પ્રત્યક્ષ સુખ આપી શકનાર જૈનધર્મને વિષે મેં આસક્તિ ન કરી; હે પ્રભુ ? મારી મૂર્ખાઇ તો જુઓ ! ! !

( २० )

વિપર્યાસબુદ્ધિ.

सद्भोगलीला न च रोगकीला,
धनागमो नो निधनागमश्च ।
दारा न कारा नरकस्य चित्ते,
व्यचिंति नित्यं मयकाऽधमेन ॥ २० ॥

મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગસમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ;
મધુબિંદુની આશામહીં ભય માત્ર હું ભુલી ગયો.

અર્થ:—મારા અંતરમાં સુંદર ભોગને મેં અધમે ચિંતવ્યા, પરંતુ રોગની ખાણ તરીકે તેની મેં ચિંતવના ન કરી; ધનપ્રાપ્તિનો મેં વિચાર કર્યો, પરંતુ તે મૃત્યુને બોલાવવા જેવું છે તે ભુલી ગયો; સ્ત્રીઓનો ઉહાપોહ કર્યો પરંતુ તે નરકનું બંદીખાનું છે તેનું ભાન મને અધમને કદિ ન થયું.

( ૨૧ )

## મારા જન્મની નિષ્ફળતા.

स्थितं न साधोर्हृदि साधुवृत्तात्,
परोपकारान्न यशोऽर्जितं च ।
कृतं न तीर्थोद्धरणादि कृत्यं,
मया मुधा हारितमेव जन्म ॥ २१ ॥

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે ! આ લક્ષ ચોરાશીતણાં ફેરા ફર્યા

અર્થઃ—સારા વર્તનથી ઉત્તમ પુરૂષના હૃદયમાં મેં સ્થાન ન મેળવ્યું, બીજાનું ભલું કરી મેં કીર્તિ પણ પ્રાપ્ત ન કરી; તીર્થોદ્ધારાદિક કાર્યો પણ મેં ન કર્યાં; મેં તો મારો જન્મ વ્યર્થ ગુમાવ્યો ! !

## સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ.

वैराग्यरंगो न गुरूदितेषु,
न दुर्जनानां वचनेषु शांतिः ।
नाऽध्यात्मलेशो मम कोऽपि देव,
तार्यः कथंकारमयं भवाब्धिः ॥ २२ ॥

ગુરૂવાણીમાં વૈરાગ્ય કેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી.

**અર્થ**:—ગુરૂમહારાજનાં વચનથી મારા મનમાં વૈરાગ્યનો રંગ જામ્યો નહિ, તેમજ દુર્જનનાં વાક્યો સાંભળી હું શાંતિ રાખી શક્યો નહિ; હે દેવ ! અધ્યાત્મ જ્ઞાન જેવું તો મારામાં જરા પણ છેજ નહિ, ત્યારે આ સંસારસમુદ્ર મારાથી કેવી રીતે તરી શકાશે ?

( २३ )

ભુત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ
હું તો હાર્યો ! !

पूर्वे भवेऽकारि मया न पुण्य–
मागामि जन्मन्यपि ना करिष्ये ।
यदीदृशोऽहं मम तेन नष्टा,
भुतोद्भव द्भावित्रिभवत्रयीश ॥ २३ ॥

મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો કયાંથી થશે હે નાથજી?
ભૂત ભાવી ને સાંપ્રત્ ત્રણે ભવ નાથ હું હારીગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો.

અર્થ:–આગલા ભવમાં મેં કાંઇ પુણ્ય કર્યું નહિ, તેમ હવે ભવિષ્યમાં કરી શકીશ પણ નહિ; હે ત્રણ જગતના નાથ! હું તો આવો હોઇને મારા ભૂત, વર્તમાન તથા હવે પછીના બધા જન્મો વ્યર્થ ગયા–નાશ પામ્યા (પૂર્વ ભવે પુણ્ય કર્યું હોત તો અહીં ધર્મ કરી શકત, અહીં ધર્મ કરત તો આગળના ભવમાં સારી સામગ્રી મળત તેથી ત્યાં પણ ધર્મ કરીશકત. આમ ન થવાથી મારા તો ત્રણે ભવ બગડયા)

## પ્રભુનું સર્વજ્ઞત્વ સૂચન.

किं वा मुधाऽहं बहुधा सुधाभुक्-
पूज्य त्वदग्रे चरितं स्वकीयं ।
जल्पामि यस्मात् त्रिजगत्स्वरूप-
निरूपकस्त्वं कियदेतदत्र ॥ २४ ॥

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું ?
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ,
જ્યાં ક્રોડનો હિસાબ નહિત્યાં પાઇનીતોવાતક્યાં?

**અર્થ**:—દેવોને પૂજવા યોગ્ય હે પ્રભુ ! મારૂં ચરિત્ર આપની સન્મુખ હું આથી વધારે નકામું કેટલુંક કહું ? કારણ કે આપ તો ત્રણ જગતનાં સત્ય સ્વરૂપને પ્રત્યક્ષ દેખી શકો છો, તો પછી મારૂં ચરિત્ર આપ જાણો તેમાં તો શું નવાઇ !

## છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ.

दीनोद्धारधुरंधरस्त्वदपरो नास्ते मदन्यः कृपा–
पात्रं नात्र जने जिनेश्वर तथाप्येतां न याचे श्रियम्।
किंत्वर्हन्निदमेव केवलमहो सद्बोधिरत्नं शिवं,
श्रीरत्नाकरमंगलैकनिलय श्रेयस्करं प्रार्थये।२५।

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્યપાત્રજગમાં જોતાંજડેહેવિભુ;
મુક્તિ મંગળસ્થાન!તોયમુજનેઇચ્છાનલક્ષ્મીતણી
આપો સમ્યગરત્નશ્યામજીવનેતો તૃપ્તિથાયે ઘણી

અર્થ:–હે જિનેશ્વર! આપના જેવો રંકને ઉદ્ધારનાર કોઇ પ્રભુ નથી, તેમ મારા જેવું કૃપાનું પાત્ર પણ કોઈ નથી; તોપણ હું કાંઇ આપની પાસેથી ધન માગતાં નથીઃ પરંતુ મોક્ષરૂપ લક્ષ્મીનો સમુદ્ર સમાન તથામંગળમયએક સ્થાન એવા હે જિનેશ્વર પ્રભુ! હું તો ફકત સર્વ શ્રેયઃસાધક સમ્યકત્વરત્નનીજ પ્રાર્થના કરૂં છું.

 સમાપ્ત. 

## પંડિત શ્રી વીરવિજયજી કૃત.

# સ્નાત્રપૂજાની વિધી.



પ્રથમ ત્રણ ગઢને બદલે ત્રણ બાજોઠ મુકીને ઉપલા બાજોઠને મધ્યભાગે કંકુનોસાથીઓ કરવો, અને તેના આગળ કંકુના સાથીઆ ચાર કરીને ઉપર અક્ષત નાંખવા તથા ફળ મુકવાં, વચલા સાથીઆ ઉપર રૂપાનાણુ મુકવું ને ચારે સાથીઆ ઉપર કળશ સ્થાપવા. તેમાં પંચામ્રત કરી જળ ભરવું તથા વચલા સાથીઆ ઉપર થાળ મુકી કેશરનો સાથીઓ કરી અક્ષત નાંખી ફળ મુકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા. પછી બે સનાથીઆઓને ઉભા રાખીને ત્રણ નવકાર ગણાવવા. પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જળ રેડવું, ને અંગલુહણાં ત્રણ કરવાં પછી કેશરથી પૂજા કરી હાથ ધુપીને સનાથીઆના જમણા હાથમાં કેશરનો ચાંલ્લો કરવો. પછી કુસુમાંજલિ ( પુલ ) હોય તે હાથમાં આપવાં. પછીં નીચે પ્રમાણે કહેવું. દીપક એક પ્રભુની જમણી બાજુએ કરવો.



## પંડિત શ્રી વિરવિજયજી કૃત

# સ્નાત્ર પૂજા.

### ॥ કાવ્યં દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

સરસ શાંન્તિ સુધારસ સાગરં.
શુચિતરં ગુણરત્ન મહાગરં ॥
ભવિકપંકજ બોધ દિવાકરં,
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં" ॥ ૧ ॥

### ॥ દોહા. ॥

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક ॥ મજ્જનપીઠે થાપીને, કરીયે જળ અભિષેક ॥ ૨ ॥

### ॥ ગાથા ॥ આર્યા ગીતિ.

જિણ જન્મ સમય મેરૂ, સિહરં રયણ. કણય કલસેહિં ॥ દેવા સુરહિણહવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥૩॥

### ॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

નિર્મલજળ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥ સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી, આતમ નિર્મળ હુઇ સુકુમાળી ॥ કુ૦ ॥૪॥

### ॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

મચકુંદ ચંપ માલઇ, કમલાઇ પુષ્ફ પંચ વણ્ણાઈ ॥ જગનાહ ન્હવણ સમયે. દેવા કુસુમાંજલિ દિંતી ॥ ૫ ॥

નમોઽર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ. ॥

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દિજે ॥ કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા ॥ ૬ ॥

॥ દોહા ॥

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર ॥
તસુ ચરણે કુસુમાંજલી, ભવિક દુરિત હરનાર ॥ ૭ ॥

નમોऽર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ. ॥

કૃષ્ણાગરૂ વર ધૂપ ધરીજે, સુગંધ કર કુસુમાંજલિ દીજે, કુસુમાંજલી મેલો નેમિ જિણંદા ॥ ૮ ॥

॥ ગાથા ॥ આર્યા ગીતિ ॥

જસુ પરિમલ બલ દહદિસિં, મહુકર ઝંકાર સદ્દસંગીયા ॥ જિણ ચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા ૯

નમોऽર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાલ ॥

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદક કર ધારી ॥ કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા ॥ ૧૦ ॥

॥ દોહા ॥

મૂકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ ॥ તો કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ ॥ ૧૧ ॥

નમોऽર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીર જિણંદા ॥ ૨ ॥

॥ વસ્તુ ॥ છંદ ॥

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણુવ સમુચ્ચિચય ॥ કુસુમાંજલિ તહિ સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય ॥ જિણપયકમલે નિવડેઇ, વિગ્ધહર જસ નામ મંતો ॥ અનંત ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ ॥ સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેસ ॥ કુસુમાંજલિ મેલો ચઉવીશ જિણંદા ॥ ૧૩ ॥

નમોઽર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્તમાન ચઉવીસી સંભારૂં ॥ કુસુમાંજલિ મેલો ચોવીશ જિણંદા ॥ ૧૪ ॥

॥ દોહા ॥

મહાવિદેહે સંપ્રતિ, વિરહમાન જિન વીશ ॥ ભક્તિભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ ॥ ૧૫ ॥

નમોર્હંત્ સિદ્ધાચાર્યો પાધ્યાય સર્વ સાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભવીરવિજય જયકારા ॥ કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ॥ ૧૬ ॥

॥ ઇતિ શ્રી કુસુમાંજલયઃ ॥

પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઇ જગચિંતામણી

ચૈત્યવંદન કરી " નમુત્થુણું " કહી જયવીયરાય પર્યંત કહે. પછી હાથ ધૂપી મુખકોસ બાંધી કળશ લેઈ ઉભા રહીને કળશ કહે. તે કળશ.

॥ અથ કળશ ॥ દોહા ॥

સયલ જિણેસર પાય નમિ, કલ્યાણકવિધિ તાસ ॥ વર્ણવતાં સુણતાં થકાં; સંઘની પૂગે આશ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ એક દિન અચિરા હુલરાવતી. એ દેશી.

સમકિતગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંય સુખ રમ્યા ॥ વીશથાનક વિધિયે તપ કરી એસી ભાવદયા દીલમાં ધરી ॥ ૧ ॥ જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી ॥ શુચિરસ ઢલતે તિહાં બાંધતાં, તીર્થંકર નામ નિકાચતા ॥ ૨ ॥ સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી ॥ ચવિ પન્નરક્ષેત્રે અવતરે, મધ્યખંડે પણ રાજવી કુલે ॥ ૩ ॥ પટરાણી કૂખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો ॥ સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

॥ ઢાળ સ્વપ્નની ॥

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠો ॥ ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥ પાંચમે ફૂલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા ॥ રવિ રાતો ધ્વજ મોહોટો. પૂરણ કળશ નહીં છોટો ॥ ૨ ॥ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ॥ ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લહી જઈ રાયને ભાસે, રાજા અર્થ

અકાશે ॥ પુત્ર તિર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૪ ॥

॥ વસ્તુ છંદ ॥

અવધિ નાણે અવધિ નાણે, ઉપના જિનરાજ ॥ જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર ॥ મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાત સુંદર ॥ માતા પણુ આનંદિયાં, જાગતી ધર્મ વિધાન ॥ જાણુતિ જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન ॥ ૧ ॥

॥ દોહા ॥

શુભલગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત ॥ સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ **કડખાની દેશી** ॥

સાંભળો કળશ જન, મહોત્સવનો ઈહાં ॥ છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં ॥ માય સુત નમીય, આણંદ અધિકો ધરે ॥ અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે ॥ ૧ ॥ વૃષ્ટિ ગંધોદકે, અષ્ટ કુમરી કરે ॥ અષ્ટ કલશા ભરે, અષ્ટ દર્પણ ધરે ॥ અષ્ટ ચામર ધરે. અષ્ટ પંખા-લહી ॥ ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ॥ ૨ ॥ ઘર કરી કેળનાં, માય સુત લાવતી ॥ કરણ શુચીકર્મ જળ, કલશે ન્હવરાવતી ॥ કુસુમ પૂજી અલંકાર, પેહેરાવતી ॥ રાખડી બાંધી જઈ, શયન પધરાવતી ॥ ૩ ॥ નમીય કહે માય તુજ, બાળ લીલાવતી ॥ મેરૂ રવિ ચંદ્ર લગે. જીવજો જગ-પતિ ॥ સ્વામિગુણ ગાવતી, નિજ ઘર જાવતી ॥ તેણે સમે

ઈંદ્ર, સિંહાસન કંપતી ।। ૪ ।।

**।। ઢાળ ।। એકવીશાની દેશી ।।**

જિન જન્મ્યાજી, જિણુ વેળા જનની ઘરે ।। તિણુ વેળાજી, ઈંદ્રસિંહાસન થરહરે ।। દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા ।। દિશિનાયકજી, સોહમ ઈશાન બેહુ તદા ।। ૧ ।।

**।। ત્રુટક ।।**

તદા ચિંત્તે ઈંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો ।। જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ।। ૧ ।। સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે ।। સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ।। ૨ ।।

**।। ઢાળ ।। પૂર્વલી ।।**

એમ સાંભળીજી. સુરવર કોડિ આવી મળે ।। જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે ।। સોહમપતિજી, બહુ પરિવારે આવીયા ।। માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ૩.

**।। ત્રુટક ।।**

વધાવી બોલી હે રત્નકુખ, ધારિણી તુજ સુતતણો ।। હું શક્ર સોહમ નામે કરશું. જન્મ ઉત્સુવ અતિ ઘણો ।। કહિ જિન પ્રતિબિંબ થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી ।। દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી. ।। ૪ ।।

।। ઢાળ ।। પૂર્વલી ।। મેરૂ ઉપરજી પાંડુકવનમેં ચિહું દિશે ।। શિલા ઉપરજી, સિંહાસન મન ઉલસે ।। તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા ।। હરિ ત્રેશઠજી, બીજા તહાં આવી મળ્યા ।। ૫ ।।

॥ ત્રુટક ॥

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના ॥ માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધુપ વળી બહુ ભાતિના ॥ અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે ॥ ખીરજલધિ ગંગાનીર લાવો, ઝટિતી જીન મહોત્સવે ॥ ૬ ॥

॥ ઢાલ ॥ વિવાહલાની ॥

સુર સાંભળીને સંચરીઆ, માગધ વરદામે ચલીયા ॥ પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશ ભરાવે ॥ ૧ ॥ તીરથ ફળ ઔષધી લેતા, વળી ખીરસમુદ્રે જાતા ॥ જળ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે ॥ ૨ ॥ સિંહાસન ચામર ધારી. ધુપધાણું રકેબી સારી ॥ સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥ ૩ ॥ તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે ॥ કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

આત્મભક્તિ મળ્યા કેઈ દેવા કેતા મિત્તનું જાઇ ॥ નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઇ ॥ જોઇસિ વ્યંતર ભુવનપતિના વમાનિક સુર આવે ॥ અચ્યુતપતિ, હુકમેધરી કળશા, અરિહાને નવરાવે ॥ અ૦ ॥ ૧ ॥ અડજાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો ॥ ચઉસઠ સહસ હુવા અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો ॥ સાઠ લાખ ઉપર એક કોડિ, કળશાના અધિકાર ॥ બાસઠ ઇંદ્રતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥ અ૦ ॥ ૨ ॥ ચંદ્રની

પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો ॥ ગુરૂસ્થાનક સુર કેરો એકજ, સામાનિકનો એકો ॥ સોહમપતિ ઇશાનપતિની, ઈંદ્રાણીના સોલ ॥ અસુરની દશ ઈંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ અ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યંતર ઈંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણુનો એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો ॥ પરચૂરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો ॥ ઈશાનઈંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણુ અતિરેકો ॥ અ૦ ॥ ૪ ॥ તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે ॥ વૃષભરૂપ કરી શ્રૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે ॥ પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેશર રંગ રોલે ॥ મંગળ દીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે ॥ અ૦ ॥ ૫ ॥ ભેરી ભુંગલ તાલ બજાવત વળિયા જિન કર ધારી ॥ જનનીઘર માતાને સોંપી, એણિપરે વચન ઉચ્ચારી ॥ પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર ॥ પંચધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણુ હાર ॥ અ૦ ॥ ૬ ॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે ॥ પૂરણુ હર્ષ કરેવા કારણુ, દ્વીપ નંદીસર જાવે ॥ કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા. નિજ નિજ કલ્પ સધાવે ॥ દિક્ષા કેવલને અભિલાષે, નિતનિત જિન ગુણુ ગાવે ॥ અ૦ ॥ ૭ ॥ તપગચ્છ ઇંસર સિંહ સૂરીસર, કેરા શીષ્ય વડેરા ॥ સત્યવિજય પન્યાંસતણે પદ કપૂરવિજય ગંભીરા ॥ ખિમાવિજય તસ સુજસવિજયના, શ્રી શુભવિજય સવાયા ॥ પંડિત વીરવિજય શિષ્યે જિન, જન્મમ

હોત્સવ ગાયા ॥ અ૦ ॥ ૮ ॥ ઉત્કૃષ્ટા એકસોને સિતેર, સંપ્રતિ વિચરે વીશ ॥ અતીત.અનાગત કાળે અનંતા તીર્થંકર જગદીશ ॥ સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ ॥ મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ ॥ અ૦ ॥ ૯ ॥

અહીં કળશાભિષેક કરીયે. પછી દુધ, દહિ, ઘૃત જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પૂજા કરીએ ને ફુલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી. પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુનાં ચાંલ્લાં કરવા. પછી પડદો કાઢી નાંખી મંગળદીવો ઉતારવો.

## ॥ અથ લુણ ઉતારણું. ॥

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લૂણ ॥ ૧ ॥ જીમ જીમ તડતડ લૂણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મબંધ ત્રુટે ॥ લૂણ ॥ ૨ ॥ નયણ સલૂણાં શ્રી જીનજીનાં, અનુપમ રૂપ દયારસ ભીનાં ॥ લૂણ ૩ ॥ રૂપ સલૂણું જિનજીનું દીસે, લાજયું લૂણ તે જળમાં પેસે ॥ લૂણ ॥ ૪॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલણ ખેપવીયે લૂલ ઉદારા ॥ લૂણ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જયું પાણી, ॥ લૂણ૦ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધુપ કરી જે વિવિધ પ્રબંધે.॥લૂણ૦॥ ॥ ૭ ॥ ઈતિ ॥

## ॥ અથ આરતિ. ॥

વિવિધ રત્નમણિ જડિત રચાવો, થાળ વિશાળ અ-

નોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીની આગે, ભાવના ભાવી શિવસુખ માગે ॥ અ૦ ॥ ૧ ॥ સાત ચૌદ ને એકવીશ ભેવા, ત્રણ ત્રણ વાર પ્રદક્ષિણા દેવા ॥ આ૦ ॥ ૨ ॥ જિમ જિમ જલધારા દેઈ જંપે, તિમ તિમ દોહગ થરહર કંપે ॥ આ૦ ॥ ૩ ॥ બહુ ભવસંચિત પાપ પણાસે, દ્રવ્ય પૂજાથી ભાવ ઉલ્લાસે ॥ આ૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જિનજીને તોલે, કોઇ નહીં આરતિ એમ બોલે આ૦ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ અથ મંગળદીવો. ॥

દીવો રે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન ચિરંજીવો ॥ દી૦ ॥ ૧ ॥ ચંદ સૂરજ પ્રભુ તુમ મુખ કેરાં, લુંછણ કરતા દે નિત્ય ફેરા ॥ દી૦ ॥ ૨ ॥ જિન તુજ આગળ સુરની અમરી, મંગલદીપ કરી દિયે ભમરી ॥ દી૦ ॥ ૩ ॥ જિમ જિમ ધુપઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દુરિત દઝાવે ॥ દી૦ ॥ ૪ ॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધુપદીપ ફલ નૈવેદ્ય વંદન ॥ દી૦ ॥ ૪ ॥ એણીપરે અષ્ટપ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ પભણીજે ॥ દી૦ ॥ ૬ ॥

॥ ઇતિ પંડિત શ્રી વિરવિજયજી
કૃત સ્નાત્રપૂજા સમાપ્ત.

## ॥ અથ ઉપધાન સ્તવનં ॥

શ્રીવીરજિણેશ્વરસુપરેંદીએ ઉપદેશ ॥ સુણબારપરખદાનહીપરમાદપ્રવેશ ॥ સુણજોરે શ્રાવકજો વહીએ ઉપધાન ॥

નવકાર ગણ્યા તો સુઝે સુગુણ નિધાન ॥ ૧ ॥ ત્રુટક ॥
પડિકમણું કિરિયા તો સુઝે જો વહીએ ઉપધાન ॥ ઇમ જાણી
ઉપધાન વહો તુમે શ્રાવક થઈ સાવધાન ॥ ૨ ॥ નવકારતણો
તપ પહેલુ અઢારીઉ હોઈ ॥ ઇરિયાવહીનો તપ બીજુ અ-
ઢારીઉં જોઇ ॥ એ બેહુ ઉપધાને દિન અઢાર ॥ ઉપવાસ
એકેકે તપ હોઇ સાઢાબાર ॥ ૩ ॥ ત્રુટક ॥ સાઢાબાર ઉપ-
વાસ તે કીજે ગુરૂમુખ પોહસોલીજે ॥ ચોથ એકંતર એક
એકાસણું ॥ પાપ પડલ સવી છીજે ॥ ૪ ॥ એ બેહુ ઉપ-
ધાને માંડી નાંદમંડાણ ॥ પુજા પરભાવના ઓચ્છવ કરો સુજાણ
॥ કિરિયા સવિસુપી સાધુધી રેહણી રહીએ ॥ દેહરે
દેવ વાંદો સુમતિ ગુપતિ નિરવહીએ ॥ ૫ ॥ સુમતિ ગુપતિ
સુપરિ આરાધો ॥ ચૈત્યવંદણ નવીસારો ॥ દોંયસહસનવકાર
ગુણીને ॥ પોરસી ભણી સંથારો ॥૬॥ પાંચે ઉપવાસે પહેલી
વાયણહોએ ॥ તપપૂરે બીજી ગુરૂમુખ લીજે સોએ ॥ એંકું
જો છંડે તો તસદિહાડો બાધે ॥ તિમમુહપતી પાડ જો સો
ધંતાં ન લાધે ॥૭॥ તિમઅકાલ સંજાઇવમને દિહડો લેખે
નાવે ॥ જીવઘાત વિકથા હાસ્યાદિકતો આલોયણઆવે ॥૮॥
અરિહંત ચેઇયાણંચોકીયુતસ ઉપધાન ॥ ઉપવાસને આંબિલ
ચાર દિવસનુમાન ॥ ઉપવાસ અઢી જબતપ સંપૂરણ થાય
॥॥ વાયણા તવ લીજે પામી સુગુરૂપસાય ॥૯॥ સુગુરૂપસાય
છકીઉંવહીએ ॥ સાત દિવસ પરિમાણ ॥ બે ઉપવાસે પૂખર
વરદી ॥ હડીયે સિદ્ધાણંબુધાણં ॥૧૦॥ ઢાલ ॥ ઉધ.રની
॥ ભાઇ હવે માલ પહેરાવો, સાહમો સાંહમિણને નોતરાવો

॥ ભલા ભોજન ભકિત કરાવો ॥ રૂપાની રકેબી ઘડાવો॥૧॥
માંહે મેવા મિઠાઇભરીએં ॥ હીરાગલક્રમખાધરીએં ॥ ચતુરા-
ઇની ચાલમચુકો ॥ માંહે રૂપાનાણું મૂકો ॥ ચારપોહોર દેવ
ડાવેનીરાઇભાસ ॥ ગાઇંગંધરપગુણનીરાસ ॥ સાહમિણને ઘો
તંબોલ ॥ ઇમ રાતીજગે રંગરોલ ॥૩॥ ઇણીપરે એ માલ
જગાવો ॥ નેજાં નિશાણ મંગાવો॥પંચશબ્દ ઢોલ સરણાઈ
॥ સાંબેલા સબલસજાઈ ॥ ૪ ॥ કુંઅરી શિરખુપભરીજે ॥ ઇંદ્રા
ણીશિ જિનશાસન ઓહચઢાવો ॥ જગેં બોધબીજ ઇમ વાવો॥૫॥
ગયવર શિરઠવીએ માલ ॥ મારગ દીયો દાન રસાલગુણગારીજે ॥
ઇણીપરે સંઘ સાજન સાથે ॥ માલ આણી દીયો ગુરૂહાથે ॥ ૬ ॥
ગુરૂરાય ઠવે તિહાં વાસ ॥ શ્રાવક મને અતિહેં ઉલ્લાસ ॥
જેહને માલા આણી કંઠે ઠવીજેં ॥ ॥ મણીમય ભુસણ તસ
દીજે ॥૭॥ અંગપૂજા પ્રભાવના કીજેં ॥ વ્રતધારી પહેરાવી
જે ॥ પાઠાં પુસ્તકને રૂમાલ ॥ ગુરૂભકિત કરો સુવિસાલ
॥ ૮ ॥ હવે શક્રસ્તવન ઉપધાના॥ પાંત્રીસ દીવસ તસમાના॥
ઉપવાસ સાઢા ઉગણીસા॥વાયણાત્રણ્ય અતિહેં જગીસ ॥૯॥
હવે અઠાવીસહજેહ ॥ ઉપધાન લોગસ્સનું તેહ ॥ સ.ઢાપ-
નરઉપવાસ ॥ વાયણાત્રણ્ય લીલવિલાસ ॥ ૧૦ ॥ ઇણિપરે
એછઉપધાન ॥ શ્રાવકશ્રાવીકા થાવ સાવધાન ॥ વહી સફલ
કરો અવતાર ॥ સંસારતણો લહોપાર ॥ ૧૧ ॥ કલસ ॥
શ્રીવીરજીનેશ્વર ઉપધાન વિધિઇમ ॥ ભવિકહિત હેતે કહે
॥ માહાનિસિથ સિધાંતમાંહે સુલભબોધી સદ્દહેં ॥ આરાધીગે

ઉપધાન વેહેંતાં ચ્યારેભેદે ધર્મદાન એ ॥ શીલતપ ભાવસું ભગતે, પામીએ શિવસર્મએ ॥ ૧ ॥ અઘટઘાટ શરીર હોએ તે ઘાટમાંહે આવસુ ॥ ખમાસમણુ મુહપતી કિરીયા, જાણે વિધ શ્રાવકતણું ॥ ઉપધાનના ગુણુ કહુ કેતા, કહેતાં નાવેપાર એ ॥ તે સફલ શ્રાવકતણી કિરીઆ ॥ ઉપધીને નિરધારએ ॥ ૨ ॥ તપગછનાયક સુમતિદાયક ॥ શ્રીવિજયપ્રભસુરીસ એ ॥ પુન્ય પ્રતાપે અધિકદિનદીન ॥ જગતજાસજગીસ એ ॥ શ્રીકીર્તિવિજય ઉવઝાય સેવક ॥ વિનય ઇણિપરે વિનવે ॥ દેવાધિદેવા ધર્મહેવા ॥ દેજો મુઝ ભવોભવે ॥ ૩॥ ઇતિ

॥ ॐ श्री पार्श्वनाथाय नमः ॥

# અથ શ્રી ઉપધ્યાનનું સ્તવન

## ઢાળ પહેલી.

તિરથની આશાતના નવી કરીએ:—એ રાગ.

સમભાવે ઉપધ્યાન તપ ભવિ વહીએ,
હાંરે ભવિ વહીએરે ભવિ વહીએ,
હાંરે વીર આણુા મસ્તકે વહીએ, હાંરે ચઢીયે ગુણુસ્થાન.સમ૦૧
બારપરખદામાં વદ્યા વીર વાણી હાંરે શ્રાવક શ્રાવિકા ગુણુ ખાણી;
હાંરે ઉપધ્યાન વહો ભવિ પ્રાણી, હાંરે શીવપુર સોપાન સમ૦૨
સુઝે ન્રે નવકાર ગણીએ પ્રીતે, હાંરે પ્રતિક્રમણુ ક્રિયા એ રીતે;
હાંરે વહીએ ઉપધ્યાન સુચિત્તે. હાંરે શ્રાવક સાવધાન. સમ૦ ૩
તપનવકારઅઢારીયુંપહેલુંવહીએ,હાંરેબીજુંઇરીયાવહીનુંકહીએ
હાંરે અઢાર અઢાર દી લહીએ, હાંરે હોય ભવ અવસાન. સમ૦ ૪

સાડાબાર બેતપે ઉપવાસ, હાંરે લહો પોષધ ગુરૂની પાસ,
હારે ચોથ એકાંતર ઉલ્લાસ, હારે એકાસણું થાય. સમ૦ ૫
એઉપધ્યાને નાણુ શુભ માંડીજે, હાંરે પુજા પરભાવના કીજે;
હાંરે મુનિરાજની રહેણી રહીજે, હાંરે કિરીયા નિરમાય. સમર ૬
દેવવ દન દેરે કરો ભલી ભાતે, હાંરે પંચ સમિતી ગુપતિ ત્રીક ખાંતે,
હાંરે ચૈત્યવંદન કરીએ નીરાંતે, હાંરે શુદ્ધ મન વચ કાય. સમ૦ ૭
દોયસહસનવકાર પ્રતિદિનગણીએ,હાંરેપોરશીભણીસંથારોકરીએ
હાંરે સ્નાન મજ્જન સૌ પરહરિએ, હાંરે નખ કેશ વધાય, સમ૦૮

## ઢાળ બીજી.

આવો આવો જસોદાના કંથ અમ ઘેર આવોરે—એ રાગ.

ઉપધ્યાન વહો ભવિ એમજ, સુત્ર પ્રમાણેરે,
શ્રાદ્ધ ધર્મ સફળ તો થાય શ્રી વીર વખાણેરે;
પાંચ ઉપવાસે ભવિ પહેલી વાયણા લીજેરે,
તપ પૂરે બીજી વાયણા ગુરૂમુખ લીજેરે. ઉપ૦ ૧
એઠું છાંડે તો દિવસ વધે તસ ન્યાયેરે,
વળી મુહપત્તિ પડે ન જડે ને અકાળ સણ્ઝાએરે;
તેમ વમનથાય તો દહાડો લેખે ન થાવેરે,
જીવઘાત હાંણી વિકથાથી આલોયણ આવેરે. ઉપ૦ ૨
અરિહંતચેઈયાણું ચોકીયું તે ઉપધ્યાનરે,
ઉપવાસને આંબીલ ચાર દિવસનું માનરે,
ઉપવાસ અઢી જબ તપ સંપુરણ થાયરે
વાયણાં તસ લીજે પામી સુગુરૂ પસાયરે. ઉપ૦ ૩

વળી છઠ્ઠીયું વહીએ સાત દિવસ તસ માનરે,
એ ઉપવાસે પુખ્ખરવરદ્દીનું પરિમાણુરે;
સિદ્ધાણું બુદ્ધાણું અઢી ઉપવાસે સુજાણુરે,
એ ચાર થયાં ઉપધ્યાન વહો ગુણુવાનરે. ઉપ૦ ૪

## ઢાળ ત્રીજી.

શું કહું કથની મારી રાજ—એ રાગ.

વીરા માળ પહેરાવો રાજ, વીરા માળ પહેરાવો;
શુભ લક્ષ્મીતણો લહો લહાવો રાજ, વીરા૦ ટેક.
ભોજન ભક્તિથી સામી સામણુનો, સામીવત્સલ કરીએ,
રજત રકાબી શ્રેષ્ટ ઘડાવી, મેવા મીઠાઇ ભરીએ રાજ. વી૦ ૧
હીરાગળ કસબી ધરી રૂમખા, મૂકો રૂપા નાણું,
ચાર પહોર ધુપ વાસ દેવાયે. ફરી ન મળે એ ટાણું રાજ વી૦ ૨
સામીણીને તંબોળ દો ભકતે, રાત્રીજગો કરો જોગતે;
એણીપેરે હર્ષે માળજગાવો, વાવરો વીત્ત નિજ શકતે રાજ વી૦ ૩
પંચશબ્દ વાજાં શરણાઇ, ઢાલભુંગળ વગડાવો;
સાંબેલા શણુગારો રૂડાં, બાળાં ગાય વધાવો રાજ. વી૦ ૪
કુંવર કુંવરી શીર ખુંપ ભરીજે, ઇન્દ્ર ઇન્દ્રાણી કીને;
જિનશાસન ઉદ્યોત કરીને, બોધીબીજ વાવીજે રાજ. વી૦ ૫
ગયવર શીર ઠવી માળ વિશાળા, દાન દો જાતા પાંથે;
સંઘ સાજન સહ એણીપેરે માળા, આણીદીયો ગુરૂહાથેરાજ વી૦ ૬
ગુરૂવર વાસ ઠવે શ્રાવક શીર આનંદ અતિશય વ્યાપે;
માળ ઠવેજે શ્રાવક કંઠે, તે તસ ભૂષણુ આપે રાજ, વી૦ ૭
અંગપૂજા પરભાવના કીજે, વ્રતધારી પહેરાવીજે;

પાઠાં પુસ્તક ને ઉપગરણો પુરૂની ભક્તિ કીજે રાજ વી૦ ૮
સ્વર્ગને અપવર્ગની શુભ શ્રેણી, માળા લીલવિશાળા;
બોધિજળ સિંચન ઘટમાળા, શીવસુંદરી વરમાળા રાજ. વી૦ ૯
પુણ્યની માળા સુકૃત શાળા, કામદુઘા વરમાળા;
સાંકળચંદ પ્રવહણ ભરદરીએ, માળાગુથમણીમાળારાજ. વી૦૧૦

## ઢાળ ચોથી રાગ સગ્રંગ.

સુણો ચતુરસુજાણ પરનારીશું પ્રીત કબુ નવ કીજીએ—એ રાગ,
સુણો શ્રાવકજી વહી ઉપધ્યાન નિદાન સફળ કિરિયા કરો,
છો ભાવિકજી પડિકમણું આવશ્યક કરી ભવજળ નિસ્તરો.
હવે **શક્રસ્તવ** ઉપધ્યાન વહો, પાંત્રીસ દિવસ તસ માન લહો;
ઉપવાસ સાઢાઓગણીશ ગ્રહો. સુણો૦ ૧
વાયણા ત્રણ શુભ એમાં આવે, પછી અઠાવીશું મન ભાવે;
ઉપધ્યાન એ લોગ્ગસનું ધ્યાવે. સુણો૦ ૨
એ સડાગંદર ઉપવાસે, વાયણા ત્રણ ગુરૂમુખ ઉલ્લાસે;
તપ સંપુરણ સૌ મળી થાશે. સુણો૦ ૩
એ રીતે ચ ઉપધ્યાન વહો, શ્રાવક શ્રાવિકા વ્રત શુદ્ધ ગ્રહો;
સંસાર સમુદ્રનો પાર લહો. સુણો૦ ૪
શ્રીવીરપ્રભુ એમ વિધિભાખે મહાનિશિથ સિદ્ધાંતતણીસાખે
સુલભબોધિ મનમાં રાખે, સુણો૦ ૫
ઉપધ્યાન વહંતા આરાધે, દાનાદિક ચાર ધર્મ સાધે;
નર સુરભવ સુખ સંપદ વાધે. સુણો૦ ૬,
ભય રોગ શોગ સંકટ જાવે, શુભ ઘાટ શરીર સુંદર થાવે,
ઉપધ્યાનથી અવિચળ સુખ પાવે. સુણો૦ ૭

ચમાસમણુ મુહપત્તિ કિરિયા વિધિ શ્રાદ્ધ ધર્મ શુળ આદરિયા;
ઉપધ્યાન વહંતા ભવિ તરીયા. સુણો૦ ૮
ઉપધ્યાનતણા ગુણ કહું કેતાં, કોઇ પાર ન પામે હોય નેતા;
થાય સફળ ક્રિયા ઉપધ્યાન વહેતાં. સુણો૦ ૯
શ્રી વિનય વિજય ઉવજ્ઝાય વદે, ઉપધ્યાન સ્તવન કહ્યું આનંદે;
અનુવાદ રચ્યો **સાંકળચંદે.** સુણો૦ ૧૦

**શ્રી સિદ્ધાચલમાં તપસ્યા કરે તેના ફલની વીગત.**

| ૧ | નવકારસીથી ચડે તે તપ. | ઉપવાસ |
|---|---|---|
| ૧ | નવાકારસી કરે તો. | ૨ |
| ૨ | પોરસી કરે તો | ૩ |
| ૩ | પુરિમઢ કરે તો | ૪ |
| ૪ | એકાસણુ કરે તો | ૫ |
| ૫ | નિવી કરે તો | ૧૫ |
| ૬ | આંબિલ કરે તો | ૩૦ |
| ૭ | ઉપવાસ કરે તો | ૪૫ |
| | અનુક્રમે જેમ બને તેમ તપ કરે તો અધિક ફલ મેળવે. | |

**અન્ય સ્થાનકે તપસ્યા કરે તેનું ફલ નીચે પ્રમાણે નારકીનું આઉખું તૂટે.**

| ૧ | નવકારસીથીચડેતેતપ | વરસ |
|---|---|---|
| ૧ | નવકારસી | એકસો |
| ૨ | પોરસી | એકહજાર |
| ૩ | સાઢ પોરસી | દશહજાર |
| ૪ | પુરિ મઢ્ઢ | લાખ વરસ |
| ૫ | એકાસણું | દશ લાખ |
| ૬ | નિવી | એક ક્રોડ |
| ૭ | એકલ ઠાણું | દશ ક્રોડ |
| ૮ | એકલદત્તી | સો ક્રોડ |
| ૯ | આંબિલ | હજાર ક્રોડ |
| ૧૦ | ઉપવાસ | દશહજાર ક્રોડ |
| ૧૧ | છઠ્ઠ | એક ક્રોડ લાખ |
| ૧૨ | અઠ્ઠમ | દશ ક્રોડ લાખ |
| ૧૩ | ચાર ઉપવાસ | ક્રોડાક્રોડ વરસ |

**અનુક્રમે જેમ બને તેમ તપ કરેતો અધિક ફલ મલે, નરકના આઉખાનો બંધ ન હોય તો ઉપર લખેલા વરસનો શુભ બંધ ભોગવે.**

શ્રી હીર વિજયજી સૂરી શ્રી પાલણપુરમાં જન્મ સંવત. ૧૫૮૩ માગસર સુદી. ૯ સોમવારે થયો છે. દીક્ષા સંવત. ૧૫૯૬ કારતક વદી ૨ સોમવારે લીધી.

દીલ્હીના બાદશાહને ઉપદેશથી બૂજવી માંસ ખાવાનું બંધ કરાવ્યું. સંવત. ૧૬૫૨ ભાદરવા સુદી ૧૧ દેવગત.

ૐ નમઃ સિદ્ધં ॥ પચખ પચખાણ પ્રભાત નમુક્કારસી. સયલ કાં દિવસ આલે ગમાવે; ખેપવે એકસો વરસ લગે નારકી, તેટલા કરમ દો ઘડી સમાવે. ૧ આદરે જાણ પચ્ચખાણ પોરસીતણું, સહસ્સ એક વરસ દુઃખ દૂરે ટલે; સાઢ પોરસી દસ વરસ સહસ્સા લગે; લાખ એક વરસ પુરિમઢ પાલે. વદનિ ગુરૂ લાખ દસ વરસ એકાસણે, નીવિએ કોડી એક વરસ વાણિ; એકલ ઠાણે પચ્ચખાણ કરતાં કહે, કોડી દસ વરસ દુઃકૃત હાણિ. ૩ વરસ સો કોઠી એકલ દત્તે કહે, આંબિલે સહસ્સ એક કોડી ભાખી; વરસ દસ સહસ કોડિ ઉપવાસે કહે, છઠ્ઠ કરતા એક કોડી લાખી. ૪ લાખ દસ કોડી ફલ અઠ્ઠમ કહે કેવલી, વરસ કોડા કોડી દસમ મેલે; લાભ લહે અધિક પુંડરીક પરવત તણું, નામજો ધરતી પચ્ચખાણ વેલા. ૫ નવકારસી છઠ્ઠફલ પોરસી અઠ્ઠમ, પુરિમઢ્ઢે દસમ ફલ વિબુધ ગાવે; એકાસણે પંચ ઉપવાસ ફલ જાણીયો, નીવિએ માસનું અરધ આવે. ૬ માસ ફલ આંબિલે સમરે વિમળા ચલે, દોઢ માસ ઉપવાસ કરતાં; અનુક્રમે અધિકફલ પ્રીત કહે પામીયે, શેત્રુંજય તીર્થ અભિધાન કરતાં. ૭

ઇતિ સંપૂર્ણ.

# अमारी पांसेथी नीचेनां गुजराती पुस्तको मळशे.

| | |
|---|---|
| पंचप्रतिक्रमण ( नवस्मरण तथा जीवविचारादि चार प्रकरणोना ) अर्थ साथे जेनी छ आवृत्तिओ खपी जवाथी हालमांज गणा सुधारा वधारा साथे सातमी आवृत्ति बहार पाडवामां आवी छे. | १–४–० |
| देवसीराइ अर्थ सहित | ०–६–० |
| जीवविचारादि चार प्र. अर्थ साथे. | ०–६–० |
| सामायक सूत्र अर्थ सहित, | ०–१–० |
| कर्मग्रंथ शास्त्री टाइपमां भाग १ लो जेमां चार कर्मग्रंथनो समावेश अर्थ साथे करेलो छे. | १–०–० |
| श्री रत्नाकर पच्चीशी–वीरविजयजी कृत | ०–२–६ |
| स्नात्र पूजा तथा श्रावक दिन कृत्य. | ०–१–० |

दरेक जातना पुस्तको छापवा छपाववाना कागळो पण अमारी पासेथी मळशे.

मळवानुं ठेकाणुं–मास्तर उमेदचंद रायचंद.

ठा. पांजरापोळ अमदावाद.